ॐ

શ્રીપરમાત્માયનમઃ

— પ ટણુકર —

# કાવ્યમંજરી.



દોહરો.

દુનીયા તણા વહેવારમાં, રહેવું ઘણું મુશ્કેલ છે,
વીતે ઘણું વ્હવહારમાં, નહિ જેવા તેવા ખેલ છે.
આશ પારકી રાખીને, જીવવું જગત ધિક્કાર છે,
આપ પગપર ઝુઝવું, તે મરદનું કામ છે.

લેખકઃ—

**કવી ભોગીલાલ પાટણવાળા.**

અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**વૈદ્ય સોમચંદ કેશવલાલ.**

સદર બજાર—અમદાવાદ કેમ્પ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.

કીંમત ૦-૧-૦.

ૐ

શ્રીપરમાત્માયનમઃ

—પાટણકર—

# કાવ્યમંજરી.

દોહરો.

દુનીયા તણા વહેવારમાં, રહેવું ઘણું મુશ્કેલ છે,
વીતે ઘણું વ્યવહારમાં, નહિ જેવા તેવા ખેલ છે.
આશ પારકી રાખીને, જીવવું જગત્ ધિક્કાર છે,
આપ પગપર ઝુઝવું, તે મરદનું કામ છે.

લેખકઃ-

**કવી ભોગીલાલ પાટણવાળા.**

અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**વૈદ્ય સોમચંદ કેશવલાલ.**

સદર બજાર—અમદાવાદ કેમ્પ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.

કીંમત ૦-૧-૦.



# —:કાવ્યમંજરી:—

## પ્રથમ સ્કંધ.

### —સ્તુતી—

નમું છું પ્રેમ શું મહાવીર, કરૂણા મુજ પરે કરજો,
નમું છું ત્રીશલાનંદન, મને સદ્દબુદ્ધિ તો દેજો.
સીદ્ધારથ રાય કુળ આવી, ઘણા જીવોને બુઝાવી,
અહિંસા ધર્મ બતલાવી, બચાવ્યા કંઇક જીવો જો.
નથી કવિ નથી વિદ્વાન્ ભણ્યો છું બુજ થોડું તો,
આવે ભુલચુક મ્હારી તો, નહિ સ્વામી રોષ તો કરશો.
જીવન મુજ સાદું કરવાને, સંયમની શિક્ષા દેશો જો,
ભોગીલાલ પ્રેમથી નમતો, મહાવીરની ચરણ રજ ને જો,

## (૨) જે ગાયનમાં પ્રભુ ભજન નહિ તે ગાયનમાં ગાવું શું !

જે ગાયનમાં પ્રભુ ભજન નહિ તે ગાયનમાં ગાવું શું,
જેના ચિત્તમાં રામ રટણુ નહિ, તેની સંગે જાવું શું.

જે ચતુરામાં પ્રેમ મળે નહિ, તે ચતુરાને વ્હાવું શું,
પેટ ભરીને અનાજ મળ્યા પછી, હરામ ખાનું ખાવું શું.

જે મારગમાં બાવળ કાંટા, તે મારગમાં જાવું શું,
વિષયી ગુરૂ લપટ ચેલા, તેવા ગુરૂને નમવું શું.

જે મોતીમાં પાણી મળે નહિ, તેવા મોતીની કિંમત શું.
સોનું પહેર્યાથી કાન જ તૂટે, તેવા હેમને અડવું શું.

જે કાપડમાં ગાયની ચરબી, તેવા કાપડપર મ્હોવું શું.
દેશ દ્રોહી બની આ જગતમાં, શાને માટે જીવવું શું.

દાગીના પહેરી ગીલેટના સોનું ધારી પછી કસવું શું,
કહે ભોગીલાલ પ્રેમે સૌને, પથ્થર બાંધી તરવું શું.

### ૩ રાષ્ટ્રીય કક્કો.

ક — લખું છું ગુણ કક્કાના, કક્કો સૌ રાષ્ટ્રીય ભણજો.
કક્કામાં કાંતતા શીખો, છોડે નહિ લેખ કર્મના જો.

ખ — ખખ્ખાની વાત સાચી છે, ખાદી મય સૌ તમે બનજો,
ખખ્ખાની ખોટી ટેવોનો, સદા બહીષ્કાર તો કરજો.

ગ — ગગ્ગાનો જાપ ગાંધીનો, જીગરથી નહિ જ વિસરજો,
ગગ્ગાના પાઠ ગોખલેના, બાળક સૌ હેતથી ભણશો.

ઘ ઘઘ્ઘાના ઘાવ પંજાબના, ઝખમને નહિ ભુલી જાશો,
ઘઘ્ઘાનો ઘંટ સ્વરાજ્યનો, બાળક સૌ હેતથી સૂણજો.

ચ ચચ્ચો શું કહે છે જગને, ચતુર બની ચેતીને રહેજો,
ચ્હાનું પાણી ત્યાગી દયો, સેવન તો દૂધનું કરશો.

ડ઼ ડ઼ અક્ષરને બાપુ, શીખી કસરત તો કરશો,
શરીર મજબૂત કરવાનું, બાળક સૌ હેતુથી ભણશો.

છ છછછો તો શું જ શીખવાડે. છેતરવાની બાજી નહિ ભણશો.
છછછાની છાપ પડે જગમાં, એવું વર્તન તો કરશો.

જ જજ્જાનો જાપ સ્વરાજ્યનો, નહિ અંતરથી ભૂલશો,
જજ્જાની જેલ જાત્રાને, તમે સૌ મહેલ તો ગણશો.

ઝ ઝઝાની ઝાળ જે લાગી, અકાલીની નહિ ભૂલી જાશો,
ઝઝાની ઝમક આવે કંઇ, તેવો અભ્યાસથી તો કરશો.

ઞ ઞના અક્ષરમાં બાપુ, ઉચ્ચારતો અનો આવે જો,
અરવિંદ ઘોસના શબ્દો, પુરા તમે ખ્યાલથી કરજો.

ટ ટટટાની ખોટી ટેવોને, સદાતો ત્યાગ સૌ કરજો,
ટટટાનો ટેક રાખીને, સેવા તો દેશની કરજો.

ઠ ઠઠ્ઠાની ઠાલી ઠકરાઇને, હવે તો સૌ ભૂલી જાશો,
ઠઠ્ઠામાં ઠોઠ નહિ રહેતાં, લાયક તો સૌ હવે બનશો.

ડ ડડ્ડાનું ડહાપણ જગતમાં, તમારૂં ખુબ દાખવશો,
ડડ્ડાનો ડંભ મુકી ખોટો, કાયાનું કલ્યાણ તો કરશો.

ઢ ઢઢ્ઢાની ઢાલ કરી મજબૂત, કીલ્લો દેશનો સાચવશો,
ઢઢ્ઢાની ઢીલ નહિ કરતાં, ઢાકાની મલમલ તો કરશો.

ણ ણ અક્ષર જે આવે, મનન તો તેનું કંઈ કરશો,
વખત આવે ણ અક્ષરનો, ઉચ્ચાર તો ખ્યાલમાં ધરશો.

ત તત્તાના પાઠ તીલકના, જતાં જીવ નહિ જ વીસરશો,
તત્તાએ દેશ વશ કીધો, તીલકનું સ્મરણ તો કરશો.

થ થથ્થાની થનથન કરતી, થેલીઓ પરદેશમાં જાતી,
થથ્થાની થનથન મૂકો, તો થેલીઓ દેશમાં બચતી.

દ દદ્દાનું નામ દાદાજી, અંતરથી બાદ ન કરશો,
દદ્દાના દાસ જેવાને સદા સૌ યાદ તો કરશો.

ધ ધધ્ધાનો ધર્મ સાચવવા, અહિંસા મય સૌ બનશો.

ન નન્નામાં નટેરૂ જેવાની કદર સૌ પ્રેમથી કરશો.
નન્નાની નાયક સમજી, અભ્યાસ એવો દેશનો કરશો

પ પપ્પાની પીતૃ દેવોની, સેવા સદા બાળકો કરશો,
પપ્પાની પાટણકરમાં, પીતૃ ભક્તિ સદા ભરશો.

ફ ફફ્ફાના ફટાકા લાગી, ફીતુરનું કામ ત્યાગો જો,
ફફ્વાનો ફંદ જે લાગ્યો, બાળક સૌ તે ભુલી જાશો.

બ બબ્બાના બળવંત ગાંધી, કદર સૌ તમે કરશો,
બબ્બાની બેડીઓ પહેરી, સેવા તો દેશની કરશો.

ભ ભભ્ભામાં ભાગ્ય જુદુ છે, ભગવંતને સૌ તમે ભજશો
ભભ્ભાની ભારત માતાની, સેવા દીન રાત તો કરશો.

મ મમ્મામાં નહેરૂ મોતીલાલ, મહમદઅલીને ન વિસરશો,
મમ્માનું મન કરી મજબુત, અડગ દીલથી સૌ રહેશો.

ય ય અક્ષરનો ગુંજાર, યરોડા જેલનો શોભે.
નીરંતર જેલ યરોડામાં, બીરાજે મહાત્મા તો જો.

ર રરાનો રેંટીઓ લઇને, ઘરોઘર સૌ તમે કાંતો,
રત્નો ગુમાવ્યા જે જે ભાઇ, લેવા સૌ સુત કાંતો જો.

લ લલ્લાના લાલાજી જેવા, ભડવીરને નહી ભૂલી જાશો,
સેવા કરી દેશની સારી, કદર તો જીગરથી કરશો.

વ વવ્વાનું વદન માતપિતા, અને ગુરૂને જ હોજો જો
વવ્વાની વાણી વાલ્મિકની સૌ તમે ધ્યાનમાં લેશો

શ શશાના શૌકતઅલીને સદાકાળ નહિ જ વિસરીએ;
શશાની શાન્તી રાખીને, ઉદ્ધાર તો દેશનો કરીએ,

ષ ષષા ષઠ દર્શન સમજી, જલ્દી જઈ પાર ઉતરીએ,
ષષાના ષડ રીપુને તજી. ઉજવળતો કીર્તિને કરીએ

સ સસ્સાનો સત્યાગ્રહ સાચો, સત્યમા તેજ રાચ્યો જો
સસ્સાનો સ્વરાજ્ય વાદીનો, સત્યાગ્રહ મંત્ર સાચો, જો

હ હહાના છે હક્ક સાચા જે, હિંદ આજ માગે જો
હહાના હજરત મોહાની પડ્યા છે જેલ મહેલે જો

ળ ળના અક્ષર અટપટીયા, નહિ કંઇ કામ આવે જો
એવા અક્ષર ને બાપુ, હવે તો નહિ શંગર જો

ક્ષ ક્ષક્ષાનુ જોર ક્ષત્રીનું, ગુમાવ્યું આજ હાથે જો
ક્ષનું હથીઆર ક્ષમાનું, રાખીને લેશો સ્વરાજ્ય જો

ગ્ર  ગ્નના જ્ઞાનમય મંદીર બંધાવો ઠામ ઠામે જો
ગ્નના જ્ઞાની બંધુને નમે છે દાશ ભોગી જો.

---

### દોહરો

ક્ષ્ટના આધારમાં, દુનીયા તણો વહેવાર છે.
બીજી સગાઇઓ સ્વાર્થની, પણ કાષ્ટમાં સ્વરાજ્ય છે.

### ભજન

સૌ ભાઇ સુણો સજ્જન મેરા, દેખો ગુણુ વોહ લકડીકા;
જીશ વખત તેરા જનમ હુવા જબ, દેખો ઘોડીયા લકડીકા.
વીવીધ જાતકા લાએ રમકડા, વોહી રમકડા લકડીકા;
જીશ વખત તેરા જનમ હુવાજી, જબ દેખો પારણા લકડીકા.
પાંચ વરસકી હુઈ ઉમર જ્યાં, ગયા ભણુવા નિશાળ ભણી;
વીવીધ જાતકા લાયા પાટીયા, વોહ બી લેખત લકડીકા.
આઠ વરસકી હુઇ ઉમર જ્યાં, હુઇ જ્ઞાત જ્યાં સબ ભેળી;
કીયારે સગપણુ દીયારે શ્રીફળ, વોહી શ્રીફળ પણુ લકડીકા.
બાર વરસકી હુઇ ઉંમર જ્યાં, તેર વરસ બેઠું ભારી;
વીવીધ જાતકા બના માંડવા, હુઇ લગનકી તૈયારી.
આએ ઘોડેપર ચડે વરરાજા, ઢળ્યા વોંઝણા લકડીકા;
આએ સાજન બેઠે પાટપર, વ્હેંચ્યા શ્રીફળ લકડીકા.
આએ સાસુ જ્યાં ખુંખણુ ખુંખણે, વોહી ખુંખણા લકડીકા;
ગએ માંહરે બેઠે વર વહુ, ઢળ્યા બાજોઠપણુ લકડીકા
લાએ વાંસડા બાંધી ચોરી, વોહી વાંસડા લકડીકા;

ચાર મંગળકા ફેરા ફીરા જબ, બાંધ્યા મીંઢળ પણ લકડીકા.
લાએ સોપારી કી..ા ટુકડા, વોહી સોપારી લકડીકા;
એકી બેકી જ્યાં ખેલે વરરાજા, દેખો તમાસા લકડીકા.
ગએ મહેલમાં ચડે વરરાજા, ઢળ્યા ઢોલીયા ચાંદીકા;
વીવીધ જાતકા નકશી બનવાઇ, વોહી મઢેલા લકડીકા.
આએ ઘડપણ ગીરા દાંત જબ, લીયા ટેકા પણ લકડીકા;
આએ કાલ જ્યાં ચડે છાતીપર, ઢળ્યા ઢોલીયા પણ લકડીકા.
લાએ વાંસડા બાંધી ઠાઠડી, વોહી વાંસડા લકડીકા;
લાએ સુખડ લાએ શ્રીફળ, લાએ ખાપટા લકડીકા;

કુંટુંબકબીલો કોઇ નહિતારો, નહિ રે તારી સગાઇરે ગા.
કહે ભોગીલાલ સુણોમેરે સજ્જન, છેવટ આવ્યા લકડીકા.
ગાંધી મહાત્માએ કયા બનાવ્યા, દેખો રેટીયા લકડીકા;
ઉસીકે પર સ્વરાજ્ય બિંદુ, દેખો તમાસા લકડીકા.

---

## આજકાલની ફેશનમા મલકાતી બ્હેનો

સુધરેલ સુંદરીઓ છલબલ કરતી, તે મુજ નજરે આવ
સાડલો ધોળો, ચણીયો ધોળો. ચોળી ધોળી પહેરે
અડધ સાડલા માંથે ઓઢી, ભરી બજારે હીંડે સુધરેલ. ૧
કેડમાં ઝુડો હાથમાં ટુવાલ, લટક મટકતે ચાલે,
સાસુનો સંગાથ ગમે નહિ, બેણપણી સંગ મ્હાલે સુધરેલ. ૨
પગમાં કચડા કટકટ બોલે, રમક ઝમક તે ચાલે

લાજ શરમને મુકી ખીંટીએ, વાંકો ગુચ્છો પાડે. સુધરેલ. ૪
પોલકાં માંહે પોલ કરાવે, ઢોલ ઢમક વગડાવે
કાચની બંગડી પહેરે બજારે, હાથ પોતે પકડાવે સુધરેલ. ૫
પાલેશ ઘાટના સોના બંગડી, તાછ્યાં શાંક મંગાવે
વીશ રૂપરડીના પગારે, ગરીબ ધણીને ધમકાવે સુધરેલ ૫
બુટ સ્ટોકીંગ મોજાં પહેરી. ચશ્મા આંખ લગાવે
સેંટ લવંડરને પફ પાઉડર, લગાવે પોતે ગાલે સુધરેલ ૬
સતી સીતા, સુકન્યા સાવિત્રી, નહિ બોધ તેનો ધ્યાન લાવે
પતિ ભક્તિને નેવે મુકી, હુકમ નહિ ઉઠાવે સુધરેલ ૭
આવી હકીકત જોઇ ભોગીલાલ, દિલગીરી મનમાં લાવે
દેશની પડતીનું મુખ્ય કારણુ, દેશની બ્હેનો બતાવે સુધરેલ ૮

—પોતાતણું પોતે હણે—

દુનીયા મહીં છે ના છુરી, જે કાચને કાપી શકે,
જુઓ કણી હીરા તણી, પોતાતણું પોતે હણે. ૧
નહિ અન્ય ધાતુકાષ્ટ કે પાષાણુ કાપે લોહને
જુઓ તાણી લોખડની, પોતાતણું પોતે હણે. ૨
વિષ જે ચડયું વછનાગનું, સોમલતણું ના ઉતરે,
ગુણુ ઉદ્વેગ ઝેરી મહીં, પોતાતણું પોતે હણે. ૩
ગર્મીતણું જે દર્દ તે, ઉપચાર શીતળથી વધે
છેદવા ઉપચારો જુઓ, પોતાતણું પોતે હણે. ૪

ચીરી જનેતા પેટ વીંછું, બાળ લેતા જન્મને
પાળ્યા તણો બદલો દીયે, પોતાતણું પોતે હણે. ૫

---

## —ગુરુનું ધતીંગ—

ગુરુજી જો તમે મ્હારા, માયાથી માફતો કરશો,
ખોટું જો દિલમાં લાગે, નહિ જરી ક્રોધ તો કરશો.
જમો છો માલ મિષ્ટાંનો, વળી દુધો કઢેલા જો,
ચોળો છો તેલ ફુલેલો ને, ફરો છો આપ ફક્કડજો.
થયા સાધુ, સંન્યાસી, છતાં સાદાઇ ના શિખ્યા,
કંચનને કામની રાખી, કરી જીંદગી નકામી જો.
તમારા ખોટા ડંભજમાં, અમે મશગુલ બનીયા જો,
ખાળે ડુચા કમાલ ખુલ્લા, એવો તો બોધ આપ્યો જો.
આવે જો આપની પાસે, કદાપી દુઃખી બંધુ જો,
નહિ બોલો નહિ ચાલો, બતાવો ક્રોધ સામો જો.
કદાપી આવે લક્ષ્મીવાન્, હસીને માન આપો છો,
આપી મુખવાસને મિષ્ટાન્, તમારો સ્વાર્થ સાધો છો.
હશે જો આત્મબળ—સાદાઇ, સહુ દુનીયા નમી રહેશે,
હશે જો બ્રહ્મચર્ય તો સહુપર છાપ તો પડશે.

શીખી લ્યો આત્મની બાજી, થશો નહિ સ્વાર્થમાં રાજી,
મુકી દ્યો ખાલી પતરાજી, રહો ભગવાનમાં રાચી.
વચન વદતો જ ભોગીલાલ, કંચનને કામની ત્યાગે,
તેવા ગુરૂ સદા મ્હારા, સેવા તેવાઓની માગે.

---

## પાણી વગરની જીંદગી નકામી.

જગતમાં એક વસ્તુથી, સૌનું હીત થાએ છે,
ન હોયે વસ્તુ તે જગમાં, જગતમાં દુઃખી થાએ છે.
અજબ છે ગુણ પાણીમાં, પ્રીતિથી તે બતાવું છું,
પાણી જો હોય ચોમાસે, ખેતીમાં કસ દેખું છું.
પાણી જો હોય હીરામાં, કિંમતતો તેની એ થાયે,
પાણી જો હોય મોતીમાં, કિમ્મત તો તેની સમજાયે.
પાણી જો હોય પ્રજામાં, પ્રજા સ્વતંત્ર દેખું છું,
મળે નહિ પાણી કિંચિત જયાં, પ્રજા ગુલામ સમજું છું.
ગુલામી ત્યાગવા સારૂ, તમે પાણીમય બનજો,
જગતને સાચવા સારૂ, કીધી વાત ધ્યાનમાં ધરજો.

( ભોગીલાલ.

---

## —જગતમાં એક દારૂ છે.—

દુનીયાનું દુષ્ટ કરનારો, જગતમાં એક દારૂ છે,
ખરેખર પાપની પુંજી, જુઓને એક દારૂ છે.
મોટાનું માન મુકાવે, ઇજ્જત તો કોડીની બનાવે,
પૈસાનું પાણી કરાવે. ગોઝારો એજ દારૂ છે,
પીધા પછી દિલ લથડે છે, નહિ પછી ભાનતો રહે છે,
કીચડમાં ગોથાં ખાએ છે, એવો શયતાન દારૂ છે.
પીવો છો પ્રેમથી તેને, પીવાથી કાળજુ બાળે,

પીનારા મોતને ભાજે, એવો કમજાત દારૂ છે.
ઉભી હોય બ્હેન કે બેટી, શરમ મુકાવે તે છેટી;
નિર્લજ બની જાય છે ભેટી, એવો જલ્લાદ તો દારૂ.
લુંટે છે સતીનું શીયળ, બને છે તે ખરેખર ખર,
બગાડે કુળ અને તેજર, એવો રાક્ષસ દારૂ છે.
કમાણી હોય ઘણી સારી, પરંતુ તે કરે ઝેરી,
બતાવે મોતની બારી, એવો નીચો જ દારૂ છે.
પીનારા ચ્હાઇને પીતા, છતી આંખે બની અંધા,
બને છે ધેડના બંદા, એવો તો દુષ્ટ દારૂ છે.
કંઇક રાજાઓ ગબડાવ્યા, કંઇકના ખુન કરાવ્યા,
કંઈકને જેલ પધરાવ્યા, એવો હરામી દારૂ છે.
પીએ છે જે ઘણી દારૂ, રહે નહિ તેનું મન સારૂં,
નીતિનું તેજ હરનારો, એવો તે નીચ દારૂ છે.
સોનાના ઠામ લુટાવ્યા, રૂપાના ઠામ ગુમાવ્યા,
ઠીકરાના ઠામ વસાવ્યા. એવો નાદાન દારૂ છે.
લક્ષ્મીનું તેજ લુંટાવે, વળી બે હાલ બનાવે,
સત્યને દુર હઠાવે, એવો તે નીચ દારૂ છે.
મુકાવે શરમને માજા, ખરાબ થયા રાણાને રાજા,
વ્યસનમાં છે નહિ મજા, વૈતરણી એક દારૂ છે.
દારૂની ઉપજ જે આવે, કેળવણી સૌ તેમાં પાવે,
ભલું ના દેશનું થાયે, એવો કૃતઘ્ની દારૂ છે.
ભોગીલાલ સાચું બોલે છે, પરિસ્થીતિ તે બતાવે છે,
હજુ કંઇ આંખ ખુલે છે, એવો રોગીષ્ટ દારૂ છે.

## ( રેંટીયા સ્તોત્ર. )

ભારતના ઉદ્ધાર સારૂ, ફેરવો સૌ રેંટીયો;
જુલમી જનોની જડને, નાબુદ કરનાર રેંટીયો. ૧

તેત્રીસક્રોડના વસ્તીનો, રક્ષક રાજા રેંટીયો,
નીરૂદ્યમીને ઉદ્યમ મળવા, ચાલુ કરો સૌ રેંટીયો. ૨

વીધવા તણો આશિર્વાદ છે લેનારો રેંટીયો,
બ્હેનોનું શીયળ સાચવે, એવો છે સાધુ રેંટીયો. ૩

વણકર અને પિંજારાનો, આધાર મોટો રેંટીયો;
સુતર કંતાય પ્રેમથી, ખાદી બનાવે રેંટીયો. ૪

દેશનું જીવન નવું, લાવનાર છે રેંટીયો,
કુસંપને વ્યભીચારને, તિલાંજલી દે રેંટીયો ૫

છાસઠક્રોડ ધન બચાવે, કરકસર દે રેંટીયો;
ખાતાં પીતા સુતા સમે સૌ ફેરવો રે રેંટીયો. ૬

જેલની જંજીર તો પરોડાની ત્રોડશે રેંટીયો,
રામરાજ્ય સ્થાપવા, હનુમાન પાક્યો રેંટીયો. ૭

મંદીરને મસજીદમાં, સૌ ફેરવોને રેંટીયો,
ભજન પ્રભુના બોલીને, કાંતો ઘરે ઘરે રેંટીયો. ૮

હિન્દુ બંધુ મુસલમાન, ને ઐક્ય કરાવે રેંટીયો;
આર્થિક સ્થીતિ સુધારશે, જો ફેરવોને રેંટીયો. ૯

ગુલામીને મીટવનાર છે, સ્વતંત્ર રેંટીયો,
ઢાકા જેવી મલમલને તો બનાવશે રેંટીયો. ૧૦

મહાત્મા ગાંધીને પ્યારે, છે કોહીનુર રેંટીયો,
સત્યનો મારગ બનાવી, દુરાચાર ટાળે રેંટીયો. ૧૧

સાદાઇમાં જીવન ગાળવા, ઘરવખુ કરો રેંટીયો.
પૈસા બચાવે દેશના, જો હોય વ્હાલો રેંટીયો ૧૨

ધમ ધમ અવાજે બોલતો, સ્વરાજ્ય સુર છે રેંટીયો,
મોરલી અસહકારની, કાયમ રાખશે રેંટીયો. ૧૩

બ્હેનો અને બંધુ તમે; સૌ ફેરવોને રેંટીયો,
મુરાદ મનની તો ફળે, જીવન સુધારશે રેંટીયો. ૧૪

દાસ ભોગીલાલની વિનંતી છે રાખી લ્યોને રેંટીયો;
આનંદ મંગલમય સદા, જયકાર હિન્દનો રેંટીયો. ૧૫



છપાય છે.          નવીન આવૃત્તીઓ.  ફરીવારથી છપાય છે.

# પાટણકર કાવ્ય મંજરી.

## ભાગ ૨.

ગૃહસ્થોને જણાવવાને આનંદ થાય છે કે. અમારા નીચેના પુસ્તકો રસ કસ કાવ્યના નવા નવા રાગથી ભરપુર ભાષામાં તેમ કવીતાના રૂપમાં થોડા વખતમાં બહાર પડનાર છે. તેમાં મહાન પુરૂષોના ફોટાઓ પણ આપવા આવ્યા છે માટે તાકીદે ગ્રાહક થવાને વીનંતી છે. બહાર ગામથી મંગાવનાર ગૃહસ્થને વી. પી. થી મોકલવામાં આવશે પોષ્ટેજ જુદું.

| | | |
|---|---|---|
| ૧ વીધવાની ફરજ | | કીં. ૦—૬—૦ |
| ૨ જયમલ સ્વામીનું ચરીત્ર આવૃતી ૨ જી. સુધારા વધારા સાથે. | | કીં. ૦—૪—૦ |
| ૩ લગ્ન ગીત. | છપાય છે. | કીં. ૦—૩—૦ |
| ૪ ઊગતો સુરજ નાટક ઓપેરા | | કીં. ૦—૮—૦ |
| ૫ કોહીનુર ગજલ કાવ્ય છપાય છે આવૃતી ૩ સુધારા વધારા સાથે. | | કીં. ૦—૪—૦ |
| ૬ પાટણકર કાવ્ય મંજરી ભાગ ૧ | તૈયાર | કીં. ૦—૨—૦ |
| ૭. પાટણકર કાવ્ય મંજરી ભા. ૨ | | કીં. ૦—૮—૦ |

ઘણાજ સુંદર ચીત્રો અને કાવ્યથી ભરપુર.

આ પ્રમાણે અમારા ટુંક મુદતમાં પુસ્તકો તૈયાર થશે માટે દરેક ગૃહસ્થો તથા બ્હેનોને ગ્રાહક થવા ભલામણ છે.

લેખક

**કવી ભોગીલાલ પાટણકર.**

ઝવેરીવાડા સંભવનાથની ખડકી.

**સોલ એજન્ટ: વૈદ સોમચંદ કેશવલાલ**

**પાટણકર સદર બજાર અમદાવાદ કેંપ.**

પાય છે. નવીન આવૃત્તીઓ. ફરીવારથી છપાય છે.

# પાટણકર કાવ્ય મંજરી.

## ભાગ ૨.

ગૃહસ્થોને જણાવવાને આનંદ થાય છે કે, અમારા નીચેના સ્તકો રસ કસ કાવ્યના નવા નવા રાગથી ભરપુર ભાષામાં તેમ ગીતાના રૂપમાં થોડા વખતમાં બહાર પડનાર છે. તેમાં મહાન પુરૂષોના ફોટાઓ પણ આપવા આવ્યા છે માટે તાકીદે ગ્રાહક થવાને વીનંતી છે. બહાર ગામથી મંગાવનાર ગૃહસ્થને વી. પી. થી મોકલવામાં આવશે પોષ્ટેજ જુદુ.

૧ વીધવાની ફરજ કીં. ૦—૬—૦
૨ જયમલ સ્વામીનું ચરીત્ર આવૃતી ૨ જી. કીં. ૦—૪—૦
સુધારા વધારા સાથે.
૩ લગ્ન ગીત. છપાય છે. કીં. ૦—૩—૦
૪ ઊગતો સુરજ નાટક ઓપેરા કીં. ૦—૮—૦
૫ કોહીનુર ગજલ કાવ્ય છપાય છે આવૃતી ૩ કીં. ૦—૪—૦
સુધારા વધારા સાથે.
૬ પાટણકર કાવ્ય મંજરી ભાગ ૧ તૈયાર કીં. ૦—૨—૦
૭ પાટણકર કાવ્ય મંજરી ભા. ૨ કીં. ૦—૮—૦

ઘણુંજ સુંદર ચીત્રો અને કાવ્યથી ભરપુર.

આ પ્રમાણે અમારા ટુંક મુદતમાં પુસ્તકો તૈયાર થશે માટે દરેક ગૃહસ્થો તથા બ્હેનોને ગ્રાહક થવા ભલામણ છે.

લેખક
કવી ભોગીલાલ પાટણકર.
ઝવેરીવાડા સંભવનાથની ખડકી.